શ્રી.

# ગાડીની ગમ્મત, રેલ્વેના રૂડા રીવાજો, મહેમદાવાદની મઝા, મનોભાવ મહારાજ નૉવેલનો પ્રથમ અંક.

લખનાર

શા. ભાઇલાલ મગનલાલ.

મું. મહેમદાવાદ.

વીંછુવાલા.

પ્રકાશક

શા. ભાઇલાલ મગનલાલ.

મહેમદાવાદ.

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૮.

કીંમત બે આના.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું..

સાંકડીશેરી રોડ—અમદાવાદ.

# રેલવેના રૂડા રિવાજો.

રેલવેના રૂડા રિવાજો શા છે, તે સમજવા હું શકતીવાન નથી, પરંતુ મારી અલ્પમતીથી થોડા ઘણા બહાર પાડયા છે.

પહેલો રીવાજ--પ્રેસેનજરે જે કલાસની ટીકીટ લીધી હોય તે ડબામાં બેસવું, ઓરતના ડબામાં બેસવું નહી.

બીજો રીવાજ—નાની લાઇનના ડબામાં ૭ સીપાઇ તથા આઠ મુસાફરને બેસવાનો ઓર્ડર છે, અને મોટી લાઈનના ડબામાં દસ મુસાફરે બેસવું, વધારે બેસવું નહી.

ત્રીજો રીવાજ—પ્રેસેનજર જઇને ડબામાં બેઠો, ત્યાર બાદ તેને પોતાનો એક ટીકીટનો બંગાળી પંદરસેર ભાર, વધારે હોયતો રસીદ કરાવવી, ભારને પાટીઆંતળે અથવા ઉપર મુકવો, જવા આવવાના રસ્તા ઉપર ભાર ન મુકવો.

ચોથો રીવાજ--રેલવે સરવન્ટ ટીકીટ, પાસ જોવા માંગે તો બતાવવો, ગાડીમાં બેઠા બાદ આપનો સામાન સંભારવો, તથા બારણા પાસે બેસતી વખત હાથ અથવા બદન સંભારવું, કારણકે ગાડીમાં બેસવાની ઉતાવળે બારણું બંધ ઉઘાડ કરવાથી કોઇ વખત કોઇપણ ઇજામાં આવી જાય છે, ( ચેતંતર નર સદા સુખી )

પાંચમો રીવાજ—બારણા પાસે બેઠા, લાઇન કીલ્લર લીધી, સીટી મારી, સીંગલ આપ્યો, નીશાંન ખખડયાં, ચાવી આપી, ગાડી ચાલી. બારી બહાર મોંઢુ કહાડનારે માથા ઉપર ટોપી કે પાઘડી રાખવી નહી, આવતા પવનને સામે મોંઢે બેસવું નહી. ( કાંકરી તથા રેતી બદનમાં ભરાય છે.

છટ્ઠો રીવાજ—જે ચાલતી ટ્રેન સ્ટોપ કરવાની સાંકળો છે,

તે સાંકળ ખરા જોખમ સીવાય ખેંચવી નહી. ખેંચસે તો ગુનાને પાત્ર થશે.

સાતમો રીવાજ—ચાલતી ટ્રેનમાં બીડી કે ચલમ સંભાળીને પીવી તથા ઝેરી જણસ રાખવી નહી. અને જે સ્ટેશને ઉતર્યા કે આપણી પાસે બાર હોય તે જે મજુરને સોંપીએ તેનો પાસ નંબર તથા આપણી ટીકીટ નંબર લખી રાખવો. તથા આપણો સામાન સંભારીને ઉતારવો.

આઠમો રીવાજ—લીધેલી ટીકીટ, ભારની રસીદ માસ્તરને આપી પાસ ગેટકીપર ઝાંપે બતાવીને જવું. દુર મુસાફરીવાળાને ચાલતી ટ્રેનમાં ઉતરવું હોય તો ડબાનો નંબર ધ્યાનમાં રાખવો.

નવમો રીવાજ—ચાલતી ટ્રેને જોઇને ચડવું ઉતરવું. કાચ, બારણાં તથા રબ્બર કોઇ પણ ચીજનું રેલવેમાં નુકસાન નહી કરવું. ટીકીટ કરાવવા જતી વખત ભીડમાં તીડ ના વાગે. ગદીઆનાં ધમસાણ ઘણાં જોવાય છે. ઓપીયમ ખાતાવાળા સામાન જોવા માગે તો બતાવવો.

દશમો રીવાજ—રીટન ટીકીટમાં વચમાં મુસાફરી નહી કરવી. પાસ તથા ટીકીટ પુરા દીવસે પાછી આપવી. પાસ અથવા ટીકીટ વેંચવી નહી. ચાલતી ટ્રેનમાં કોઇની સાથે તોફાન કરવું નહી. બીજા ઘણાક રીવાજો છે તે હું ધીમે ધીમે વાકેફ થઇ બહાર પાડીશ કે જેથી મારી હિંદ પ્રજા રેલવે મુસાફરીમાં મુસીબતો ના ભોગવે, એજ જો રેલવેની લાંબી મુસાફરી કરવી હોય અને તે મુસાફરીમાં આરામ માટે ઉતરવું હોય તો પચાસ મૈલ ગયા બાદ ઉતરવું. તો ત્યાં બાર કલાકનો આરામ લેવો પણ તે ટીકીટ સો મૈલ ઉપરની હોવી જોઇએ.

# ટ્રાફીક મેનેજરને ખુશખબર.

મારા દેશનું રક્ષણ કર્ત્તા, રાજાનું સદાને માટે ભલું થાવો. તેમ હજારો પ્રેસેનજર એવી આશીષ આપે છે કે રેલવે રૈયતનું રક્ષણ કરનાર મજલની મુસીબત્તોને મટાડનાર તેનું દીનપ્રતીદીન સારૂં થાવો ને આવકનું આયુષ્ય વધો. આટલી બધી મારા જાતી ભાઇઓની લાગણી ખેંચાવાનું કારણ ખરૂં જ છે, છતાં એક અમારા હીંદુભાઇનો ધર્મ સાચવવા માટે, હિંદુ ઢેડનો વાદવિવાદ અચકાવા માટે જેમ ફર્સ્ટ કલાસ, સેકંડ કલાસ અને થડ કલાસની ટીકીટો તથા ડબાઓ છે, અને દરેક પ્રેસેનજર જે કલાસની ટીકીટ લે છે. તે કલાસમાં બેસે છે, તેમ નીચ કુમને માટે, બીજી ટીકીટ આપવાની સગવડ તથા તે કુમને માટે, ચોથો કલાસ ડબો રાખવાનો અમારા દેશીભાઇઓની ખાસ ભલામણ છે, જુવો આ પ્રમાણે થશે, કે, જે કલાસની ટીકીટ જે પ્રેસેનજર લે છે. તે ડબામાં બેસે છે, તેમ નીચ કુમ ધીરે ધીરે કહાડેલા કલાસમાં બેસશે. તો અમારા હીંદુભાઇનો ધર્મ કેટલો સચવાશે, તેનો પાર નહી.

## ગાડીની ગમ્મત.

### મનહર કવીત.

આવી આ રેલ ગાડી, શહેર ઠેર સ્ટેશન વાડી;
ધમ ધમ કરતી, ઝબકારાથી જાય છે.
ઇન્જીન અવાજ કરે, પોટર નિસાંન ધરે;
ત્યાર પછી તાર જાય, ત્યારે ટીકીટ થાય છે.
રસ્તામાં રેલ પુલ, બેઠાનું લે છે મુલ;
કુલ તે હિસાબ કરે, નાણું નહી ગણાય છે.

સુસરી સપાટા બંધ, ધુમાડાની આવે ગંધ;
આવે સ્ટેશન પાસ, સીંગલ પડાય છે.
ટીકીટો ચેક કરે, નોકરો પેશ ભરે;
બરફી પેંડા ખુબ માલ, તાજા વેચાય છે.
બેસે કંઇ રંક રાય, કંદોઇની પેદાસ થાય;
મીઠાઇઓ ખુબ ખાય, દેડ પણ ચહાય છે.
મસ્ત્ર કુદરતે હાલ, બનાવ્યો ખુબ ખ્યાલ;
તાલ લેઇ મજેમાં છેલ ગાતા કંઇ જાય છે.
જુવો જન ચીત ધરી, ગાડી ઘડનારે વળી;
કારીગરી ખુબ કરી ઇન્જીન જોડાય છે.
બારીક બહુ કળ મુકી, કળથી ચલાવી ફુકી;
ઓછા વત્તા તાણી ભાર, ઝટ વારે જાય છે.
વિલાયતી વિવેકજનો, હિંદુમાં વધુ તોફાનો;
થાય જાય હિંદની, ચડતી પડતી જણાયછે.
ડબા સૌ ખીલી રહ્યા, ફર્સ્ટકલાસ જોડાઇ ગયા.
ક. ભ. મ. કવિરાજ કંઇ, ગાય ખુશ થાય છે.

## મહેમદાવાદની મઝા.

### રાગ ચોપાઈ.

મહેમદાવાદ છે સુંદર શહેર, નાગબાઇ માતાની મહેર,
મહમદશાહનું મોટું ગામ, સુંદર જે બંધાવ્યા ઠામ.
કુવા વાવ નદી તળાવ, શોભે સુંદર પાણી ભરાવ,
બંધાવ્યો ભમરીઓ કુવો, તેની શોભા સૌ જન જુવો.
રોજા રોજી મોટું ઠામ, મુસલમાની પંકાતુ ધામ,

દરવાજા શોભે છે ચાર, એના શોભાનો નહીં પાર.
ધન ધન રણમુક્તેશ્વર નામ, જાત્રાળુનું મોટું ધામ,
બહુ જન શિવરાત્રી એ જાય, દેવ તે દિવસ પુંજાય.
મહેમદાવાદથી ત્રણેક ગાઉ, હું જોવાને માટે જાઉ,
ધન્ય અસલ વખતના જન, તેમનાં મંન સદા નિર્ગુણન.
એવા લોકો હાલે નથી, શું વખાણ કરૂં હું કથી,
ધન જન હરગોવન દાતાર, સુકૃત્ય કહુ ના આવે પાર.
મહમદપુર નાનું મુંબાઇ, એવી શોભા કંઇએ નહી.
મ્યુનીસીપાલિટિ ઇસ્પિતાલ, ભણવાને મોટી નિશાળ,
કન્યાશાળા ઉર્દુ નિશાળ, પઢવા આવે સોના બાળ.
પિંગળ પાટ પઢયો હુ નથી, બનાવ્યું અક્કલથી મથી,
ભુલ સૌ માફ કરજો મારી, જ્ઞાન વડે લો સુધારી.
કોરટને ગાડીનું ઠામ, ગ્રંથકર્ત્તાનું લખ્યું છે નામ,
ખેડા જીલ્લાનું છે ધામ, પંડયા પોળ તેનો મુકામ.
અલ્પ મતિથી રચીયું આ, વાંચી ખુશી થાવો હા,
રાગ રમણીક છે ચોપાઇ, મધુર સ્વરે લેજો ગાઇ,
સરસ્વતિ માજીની સ્હાય, તેના પ્રતાપે સૌ કો થાય.

આ પ્રમાણે મહમદપુર મણી માફક મજરો કરી રહ્યું છે, તેની મઝા લખી રહ્યો. (રાત પડવાથી) ઉજાગરો હોવાથી નીરાંતે સુતો.

## છ અંકનાં મુખ્ય પાત્રો.

કાયાનગર તેને કબજે ચાર નગર.

**ધર્મરાય**—કાયાનગરનો રાજા.

**ધીરજબાઇ**—ધર્મરાયની રાણી.

**ક્રોધી**—હંડીખાં, પ્રધાન, ગાડીવાન નોકર.
**મનોરાય**—ધર્મરાયનો પુત્ર.
**શાન્તીલાલ**—શેઠીઆનો છોકરો.
**તનતરવાડી**—મનોરાયનો મિત્ર.
**હાડ**—માળી.
**રૂપાસા**—નગરનો શેઠ.
**રૂધીરનગર**—( લોહીનું નગર ) ઉપર કહેલાં ચારમાંનું બીજું.
**લોભીરાય**—રૂધીર નગરનો રાજા.
**મારબાઇ**—રૂધીર નગરના રાજાની રાણી.
**વૃત્તિ**—પેટીમાંથી જડેલી કુંવરી મનોરાયની રાણી મહાતમા પરિબ્રહ્મ
**હલાલખાં**—ચાર નગરનો નોકર.
**કામાનગર**—( કામનાથ બાવાનું નગર ) ત્રીજું નગર.
**જટાશંકર**—(૪) ચોથા નગરના જોશી.
**સાધુ**—ભગત બની જગતને ઠગનાર.

## પોલીસનાં નામ.

લોભીખાં, પાપીખાં, મોહીખાં, અન્યાયખાં, સમશેરખાં, પકડલાલ તાકીલાલ, મારલાલ, હવાલદાર, હલાલખાં જમાદાર, જેઠામલ, એમ શાહ ફોજદાર વિગેરે.

**યોનીપુર નગર**—ઉપર કહેલામાં ચોથું નગર.
**રૂપવંતી**—યોનીપુર નગરની ગુણીકા.
**સયનદાસી**—ગુણીકાને ત્યાં રહેનાર.
**ચાર જુગારીનાં નામ**—પસવો, પાંનીઓ, મીરઝાજખાં, મસ્તુ.

માજીસ્ટ્રેટ—ઇનસાફ ચુકવનાર.

વારાંગનાઓ, રાજસેવકો, બ્રમ મંડળ, સીપાઇઓ, પ્રતિહાર, વેશ્યાની સાહેલીઓ.

## છ અંકનો ટુંકસાર.

આ શોભીતી ચાર નગરીમાં ધર્મરાય રાજ્ય કરે છે ધર્મરાયને ત્યાં મહાત્માનું આવવું, ચમત્કાર બતાવી અલોપ થવું, રાજા રાણીને મહાત્માના પગલાં જોઇ મુર્છા વળવી. ધર્મરાયનું જંગલમાં જવું, ત્યાં ત્રણ સાધુનું મળવું, પુત્રીના વચનમાં પુત્રનું થવું, પુત્રનું નામ પાડવું, મનોરાયનો જન્મ. મનોરાયનું બીજા નગરમાં લગ્ન થવું. સંસારબાગની મજા મારવી, બાગમાંથી બન્ને દોસ્તોનું દેશનીકાલ થવું. અને લુટાઇને વિખુટા પડવું, તંતરવાડીનું ચોનીપુર નગરની ગુણીકાને ત્યાં વીસ મોતી લેઇ સપડાવું, કોટને એકાંતે ભરવી ગુણીકા સાથે એશઆરાંમ કરવો. કોટની ચોરી કરી મુદ્દો ઉઠાવી અહીંથી આ નગરમાં બારોબાર ગુણકાએ ચોરી કરવી તથા જુગાર રમવું, રમતાં રમતાં મારામારી થવી, પોલીસનું આવવું, ચોર પકડવા, કેસ ચલાવવો. ઠગ સાધુનો પણ મામલો જમાવવો. મનોરાય પોતાના મીત્રની તપાસ કરતાં ગુણકાને ત્યાં પકડાયા, સાચાં વીસ મોતીનો આરોપ ગુણકા ઉપર મુકવો. બાદ તપાસ કરતાં મળેલો મુદ્દો માલીકોને પાછો આપવો. અને શિક્ષાવાળા પાત્રોને શિક્ષા આપવી. તુરંગમાં પડવું. અપીલોકરવી જન્મ દિવસ આવવો કેદીઓને જેલમાંથી છુટા કરવા પછીથી સુધરવું.

# મનોવૃતિ મહારાજ.

## નોવેલ.

### પ્રથમ—અંક.

આ ચારે નગ્ર (ઉપર આપેલાં) માંનું મોટામાં મોટી કાયા નગરીમાં ધર્મરાય અને ધીરજબાઇ બન્ને હળીમળીને નીતી પુર્વક રાજ્ય ચલાવે છે. સર્વ પ્રજાને સુખી રાખે છે. દુઃખી પ્રજાનું દુઃખ કાપે છે. રાજા તથા પ્રજા કોઈ અન્યાયથી વર્તતું નથી અને દિવસો પ્રભુ સ્તુતીમાં ગાળે છે. આવું સારૂં રાજ્ય જોઇ ઇશ્વર, પ્રસન્ન થઇ સાધુ વેષે ધર્મરાયને ત્યાં ભીક્ષા માગવા આવે છે. તે વખતે ત્યાં આગળ હજારો તાયફાઓ નાચ કરી રહેલી છે. વાજા, તંબુરો, સતાર, નરઘાં વિગેરે પંચમ સુરથી નાદ કરી રહ્યાં છે. ત્યાં સાધુ આવે છે.

**સાધુ**—મહારાજ આજ તો આપની કીરતી સાંભળી ભીક્ષાવૃતી કરવા આવ્યો છું, માટે જે આપવું હોય તે આપો. આ અવાજ સાંભળી રાણી આવે છે.

**ધીરજબાઈ**—મહારાજ ઉભા રહો, હું મારા સ્વામીનાથને પુછી આવું.

**સાધુ**—બહુ સારૂં જાવ બાઇ પુછી આવો. પુછી વહેલાં આવો એમ કહી મહાત્મા ( સાધુ ) અલોપ થઈ જાય છે.

**ધીરજબાઇ**—સ્વામીનાથ કોઈ મહાત્મા પુરૂષ આપણે આંગણે ભીક્ષા માગવા આવેલા છે તેમને ભીક્ષા આપો.

**ધર્મરાય**—પ્રિયા, ચાલ આપણે તે મહાત્મા પુરૂષને બોલાવી ભીક્ષા આપીએ.

ધર્મરાય તથા ધીરજબાઇ બન્ને મહાત્માને જોવા આવે છે. તો પોતાના બારણા આગળ એ વેંતનાં પગલાં પડેલાં દીઠાંને એકદમ રાણી હબક ખાઇ જમીન ઉપર મુર્છા ખાય છે. કે તરત હંડીખાં નામનો સીપાઇ પડયાનો ધબાકો સાંભળી એકદમ આવ્યો. અને એકદમ કહે છે કે રાજા સાહેબ શું છે. ધર્મરાજા કહે છે કે કંઇ નહિ. એ તો હોય કર્તા હર્તા ધણી છે. એટલે ફીકર શી છે.

રાજા, પ્રધાન, સિપાઇ વિગેરે રાણી ધીરજબાઇને મુરછા વળવાથી આનંદીત બને છે. અને જાય છે.

**ધીરજબાઈ**—મહારાજ કાલની તો બીના જુદીજ બની હતી.

**ધર્મરાય**—રાણી, શાણી થઈ કેમ ભુલે છે એતો ભાવના ભગવાન હતા. પણ આપણાં નસીબ વાંકા હતાં તેથી ઓળખ્યા નહી.

**ધીરજબાઇ**—અરે સ્વમીનાથ, ઘેર બેઠે ગંગાજી પધાર્યા પણ મહારા જેવી અભાગીણી પાપીણીથી ન નવાયું ને ગંગાજી ગયાં ત્યારપછી ઓળખીને પસ્તાવું પડયું.

**ધર્મરાય**—એવું શામાટે કરવું જોઇએ આપણને મુઠી મલે તે આપવું જોઇએ. કોઇને ખાલી હાથે કાડવું નાહ. કારણ કે આપણે હવે કોને ખાવા રહેવા દેવું છે. પુત્ર કે પુત્રી બેમાંથી એકે છે નહિ. માટે ધર્મ કરીશું તેજ સાથે આવશે.

**ધીરજબાઇ**—મહારાજ પેલતો ખરેખરો આવ્યો હતો પણ વાત બગડી ગઇ. કદાચ ભગવાનની પાસે પુત્ર માગ્યો હોત તો તે મલત, પણ શું કરીએ. આપણા નશીબમાં નહી એટલે આવી સારી બુદ્ધિ સુજે નહિ.

**ધર્મરાય**—હશે, શીકર નહી પુત્ર થશે યા ન થાય તો પણ આપણે કોઇ જાતની પરવા નથી. કારણ કે આપણું સુખ સંતો શેવ્યામાંજ છે એમ કહી પોતાની કાયા નગરીમાં ફરવા નીકળે છે. ફરતાં ફરતાં પણ પ્રભુનું નામ મુખેથી મુકતાં નથી. અને શ્રી હરી મુખેથી શ્રીહરી પોકારૂ કરતો જાય છે એવામાં એક સાધુ પાંચ સાત બૈરાંનું ઝોડું લેઇ આવતો હતો. આ જોઇ રાજા ઘણો ખુશી થયો ને કહેવા લાગ્યો કે મહાત્માજી આપ નગરીની વિષે કેમ પધાર્યા છો તે કૃપાકરી જણાવશોજી તથા આપને શું કામ છે તે ફરમાવશો.

**સાધુ કહે છે**—રાજા તારા નગ્રમાં આજકાલ સાત દિવસ થયાં ફેરા મારૂં છું પણ મારી અરજ કોઇ સાંભળતું નથી. અને આલેક જગાઉં છું.

**ધર્મરાય**—ગુરૂજી આપ મહારા મહોલે પધારવા કૃપા કરશોજી.

**મહાત્મા**—અચ્ચા હમેરેકુ તુમેરી સાથ આનેકા કુછ ફરજ નહિ હે. હમતો જંગલકા રહેનેવાલે હૈ ઔર ચપટી આટા ખાનેવાલે માટે હમ નહિ આયેંગા.

**ધર્મરાય**—જે કાંઇ અભિપ્રાય હશે તે થશે માટે ચાલો.

**મહાત્મા**—તુમ અમકુ હમેરા તોલ બરોબર રૂપા આપે તો બી અમ આનેવાલા નહિ હે. કારણ કે હમેરે સાધુભાઇને કીસીકી કયા પરવા હે.

**ધર્મરાય**—તમારા ભારોભાર રૂપા આપીશ પણ તમો મહારે મહોલે ચાલો કારણકે હમારે એક વાત પુછવી છે.

**મહાત્મા**—બચ્ચા તુમેરે ગમે તે વાત પુછવી હોય તોપણ હમેતો

આવીશું નહિ અને આવીએ તો એક હજાર સાધુ હરદ્વા-
રમાં કાલીરોટી ઓર ધોલી દાળની રાહ જોઈ રહેલા છે તે
આપવાનું હા કહે તો પછી અમો આવીએ એમ કહી પછી
સાધુ રાજદરબારે જાય છે.

**ધર્મરાય**—રાણી મોટા મહાત્મા આવ્યા છે બેસવાનું આસન આપી
અને તમારા પેટનો મરમ કાપો તો સુખ થાય.

**મહાત્મા**--બાઇ વચન તો આપું, દુઃખ તો કાપું, પુત્ર તો સ્થાપું,
પણ પહેલા હજાર રૂપૈઆ હરદ્વાર સાધુ ઉપર મોકલો. કે
જેથી સાધુ કાલીરોટી ઓર ધોળી દાળ ખાઇ આનંદ ગુજારે.

**ધર્મરાય**—રૂપા રૂપા મહારાજ શું કરો છો. એમ કહી એક હજાર
રૂપૈઆની થેલી મુકી કે લો મહારાજ રૂપૈઆ આપું.

**મહાત્મા**—હમેરેકું રૂપૈઆ કયા કરના હે. એ તો રૂપાસંતનકું ભેજ દો.

**ધીરજબાઇ**—સ્વામીનાથ આ સાધુતો પૈસાનો યારી લાગે છે.
કારણ કે પૈસો પૈસો ને પૈસોજ બીજાની વાતજ નહિં.

**ધર્મરાય**—હશે આપણે શું, કરશે તેવું ભરશે માટે મુવા આપણે
શું રૂપૈઆ કરવા છે આપણી પાસે ભક્તિ છે તેજ રૂપૈઆ છે.
એમ કહી રૂપૈઆ હરદ્વાર સાધુ ઉપર મોકલ્યા. સાધુએ રૂપૈઆ
લીધા. પછી સાધુઓએ કાળી રોટી અને ધોળી દાળ ખાઇ
આનંદ ગુજાર્યો.

**મહાત્મા**—કેમ રૂપૈઆ પહોંચાડયા હવે શું કામ છે. તે કહો.

**ધર્મરાય**—ગુરૂજી મેં પણ હજારો સંતો સેવ્યા છે. ને સેવીસ.

**મહાત્મા**—બચ્ચા તુમેરા નસીબ મેં પુત્ર તો નહિ હે પણ પુત્રી હે.

**ધર્મરાય**—હશે મહારાજ મહારા નસીબમાં હશે તેમ થશે. પણ રૂપૈઆ તમો સારે મારગે વાપરજો તો સુખી થશો.

**મહાત્મા**—બચ્ચા એ રૂપૈઆ મોકલા છે ઉસકા સાધુ લોકો ભંડારા કરેગા.

**ધર્મરાય**—જે કાર્ય કરો તે સારામાં વાપરજો.

**મહાત્મા**—બચ્ચા અબ હમજાતે હે. એમ કહી જય સીતારામ, જય સીતા રામ, નમોનારાણ નમોનારાણ એમ કરતા જાય છે.

**ધીરજબાઇ**—ગુરૂજી આવજો ભુલચુક માફ કરજો. આશીષ આપી તમો ચાલ્યા જાવ ખુશી થાવ.

**મહાત્મા**—સારૂં હવે હમ જાતા હે. ધોળી દાળ ઓર કાલી રોટી ખાતા હે, આનંદ કરતા હે, ભગવતકા નામ લેતા હે, એમ કહી જાય છે મનમાં ખુશી થાય છે, રાજાના ગુણ ગાય છે.

**ધર્મરાય**—હે પ્રિયા સંત વિના અંતનો ઉપાય કોઇ બતાવનાર નથી.

**ધીરજબાઇ**—હે સ્વામિનાથ મહાત્મા એ આત્માનું રક્ષણ કરતા છે.

**ધર્મરાય**—હવે આપણે પૈસાને શું કરવો છે. રાજગાદી પણ આપણી નથી. સગું પણ સ્વારથનું છે, મિત્ર પણ માયાનો છે. અને તું નારી પણ કાયા જતે ગતે પહોંચાડનારી નથી.

**ધીરજબાઇ**—સ્વામિનાથ ધીરજ રાખો પુત્ર થવાનો હશે તો થશે. પણ શાન્તી રાખો નહિ થાય તો ખેર. ફકત આપણે તો આનંદ ગુજારી હમેશાં ઇશ્વરનું ધ્યાન ધરવામાં ખુશી રહો. કુધારો કાપો ને સુધારો કરો.

હવે રાજા, રાણી, નોકર, ચાકર, સરવે મળી સારો દિવસ ભક્તિ કરી ગુજારે છે.

**ધર્મરાય**--પ્રધાન ક્રોધી કહો હવે કેમ કરવું.

**ક્રોધી પ્રધાન**--રાજા સાહેબ જે નશીબમાં હશે તે થશે તેમાં કોઇનું પણ જોર ચાલતું નથી.

**ધર્મરાય**--પ્રધાનજી સાહ્યબી છે પણ સંસારનું સુખ નથી માટે હવે રાજ સાચવજો ને નવ માસ સુધી હું મુનીવ્રત લેઉશું.

**પ્રધાન**--મહારાજ આપને જવું હોય ત્યાં જાવ, મુનીવ્રત લેવું હોયતો લો, હુંતો તમારૂં રાજ નીતીસર ખુશીથી ચલાવીશ.

**ધર્મરાય**--પ્રધાનજી રાજ અને રાણી બન્નેને સંભાળજો.

**પ્રધાન**--મહારાજ મુનીવ્રત લેવું હોય તો લો. પણ રાણી ઘેર દુઃખી થશે. ધીરજ જશે માટે ઘેર પુછી પછે વનમાં જાઓ.

"ઘરના ઉઠયા વનમાં ગયા તોએ વનમાં ઉઠી લાએ." આ કહેવત લાગુ પડે નહિ માટે જે કરો એ વિચાર કરી જુઓ અને પછી જાઓ.

**ધર્મરાય**--સાબાશ છે મારા સુરા પ્રધાન હું તારૂં કહેલું સત્ માનું છું આટલું કહી ધીરજબાઇને મળે છે.

**ધીરજબાઈ**--મહારાજા તમારે મુનીવ્રત લેવું હોય તો લો. પણ હું તો તમારી સંગે આવીશ અને હું તો તમારી જોડે વન-માંજ રહી આનંદ ગુજારીશ.

**ધર્મરાય**—અરે તને તો જરાએ અક્કલ નથી અને તારા પગની પાની જેટલી અક્કલ વાપરે છે.

**ધીરજબાઇ**—મહારી અક્કલ ચહાય તેવી માનજો પણ તમો નવમાસ સુધી મારી પાસે રહો અને પુત્ર કે પુત્રી થયા પછી તમારે જ્યાં જાઉ હોય તો ત્યાં જજો.

**ધર્મરાય**—અહો મારી પ્રાણપ્રિયા અર્ધાંગના તું ઉદાશમાં ના રહીશ હું તો તારી પાસેજ રહિશ હવે તું ના ડરીશ પરમેશ્વર સૌ સારૂં કરશે માટે તું ડરિશ નહિ મારે મુનીવ્રત લેવું હશે તો નવમાસ પછી લેઇશ એમ કહી પોતાની નગરીમાં ભજનની કડીઓ ગવાવા લાગી ને કાયા નગરીમાં જ્યાં ત્યાં આનંદ ઓચ્છવ થાય છે, પ્રભુના ગુણ ગાય છે ધિર-જબાઇને પુત્ર પ્રગટ થાય છે.

**ધીરજબાઇ**—પ્રધાનજી જાવ નગરીમાંથી રાજાજીને બોલાવો.

**ક્રોધી પ્રધાન**--ચાલો હું રાજાજીને બોલાવા જાઉ છું. વધામણી દેઉં છું. પુત્રના સમાચાર કહું છું. એમ કહી જાય છે. ને રસ્તા-માં ધર્મ રાજા ઘોડાગાડીમાં બેસી આવે છે. આ બન્નેનો મેલાપ અધવચ્ચ બજારમાં થયો. અને કહ્યું કે રાજા સાહેબ આજે આપની રાણીને પુત્ર પ્રગટ થયો છે.

અપૂર્ણ.

---

આ પહેલા ભાગની વાત અધુરી મુકવાનું કારણ જેમ ગોટલાને ખેતરમાં રોપી, પાણી પાયાથી ધીમે ધીમે નાનું આંબાનુ વૃક્ષ થાય, કોમળ પાંડદાં આવે, મલકાતો મહોર થાય મોટો થયો કે કેરી દેખાય, તો તે ફળ જેના નશીબમાં હોય તે ખાય, તેમ વાંચક વર્ગને રસ પડે, ને હું જુક્તિથી કેળવાવું તેને માટે ખાસ મેં પહેલો ભાગ છપાવી, બીજો ભાગ છપાય છે. અગાઉથી થનાર ગ્રાહકને આપવામાં આવશે તો વાંચક વર્ગ કેટલા ખુશ થશે, ત્યારે તો પૈસા ખરચ્યા પ્રમાણ છે.

## જરૂર જાહેર ખબર વાંચોજ

ગોવીંદભાઈનું ગેબી ભરેલું પાન એક વખત ખાવાથી તબિયત બાહાલ બનાવી દે છે. માલીક–પટવા ગોવીંદલાલ માણેકલાલ.

ભાઈલાલભાઈનું ભલમનસાઈ ભરેલું ચુરણ ચાર જાતનું વ્યાજબી કીમતે મળશે હીંગાસ્ટક, દ્રાક્ષનું, ખારેકી, નળબંધ વાયાદ વિગેરે ગોળી નંગ ૧૨ ના સેમ્પલ પડીકાની કીંમત ૧ આનો. ૦ રતલી ડબાની કીંમત ચાર આના છે.

**માલીક–ગાંધી ભાઇલાલભાઇ મુળજીભાઇ.**

## વાદ-વિવાદ.

ક. ભ. મ. સા. કહે છે કે મિત્રો આપણું જીવન સોપ સાબુ દુનિયામાં દરેક જગોએ વપરાય છે, એટલે ઇશ્વરલાલ કહે છે કે ભાઇ આજકાલ દાટ વિનાંની ડાબલીઓ, સુમાર વીનાની શીશીઓ, દાદ વગરના ડોકટરો અને હદ વગરના હકીમોથી જો ફાયદો થતો હોય તો જગતકર્તાને કોણ માનત. એટલે લક્ષ્મણસીંગ કહે છે ભાઈ જેને રામ રાખે તેને કોણ ચાખે. માટે પડતા ઘરને હમેશાં ટેકો મુકવો તે ખાસ જરૂર છે.

( વનસ્પતિ તેજ ખરી છે ) એટલે અમરતલાલ કહે છે કે શાબાસ મારા પ્રેમી મિત્રો આ તમારો ટૂંક વાદ વિવાદ સાંભળી મારૂં કોમળ હૃદય રીકા રીકા થઈ ગયું.